# મિસિસ બેઝંટનો છેલ્લો સંદેશો.

'મારા હિંદી ભાઇ બ્હેનોને.'



આજેજ હોમ રૂલ લીગના સભાસદ થાઓ.

નીચે જણાવેલે ઠેકાણે જાઓ:

હોમ રૂલ લીગ ઑફીસ,

૨૫૨, હોર્નબી રોડ, મુંબઈ.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
૭૦૮૯ અમદાવાદ

# મિસિસ બેઝંટનો સંદેશો.

(હું ઉઠી જવાની હતી, ત્યારે મારી પાછળ મુકી જવાને મેં આ લખ્યું હતું. હવે હું કાલે નામદાર ગવર્નર સાહેબને મળવા જાઉં છું, અને રખેને મને નજરકેદ કરવામાં આવે, અને હું બોલવાને અશક્ત થાઉં, તેથી તે આજેજ છાપવાનું હું સલામતીભરેલું ધારૂં છું–એની બેઝંટ.)

"આ સમય એવો છે કે તે મનુષ્યના આત્માને કસે છે" આ પ્રમાણે કસોટીની ચીતા સન્મુખ ઉભો રહેલો, અને શ્રદ્ધા કે હિંમતમાં નહિ ડગનાર એકજણ બોલ્યો હતો. આજે આપણે પોતાની મરજી સામે થનાર સઘળા વિરોધને કચડી નાખવાના મક્કમ ઠરાવપર આવેલા બળવાન રાજયતંત્રની સામા થવાનું છે. તેમની ઇચ્છા હિંદુસ્તાનને લડાઈ પછી સામ્રાજ્યની પુનઃ રચનામાં સ્વરાજ્ય અથવા હોમ રૂલ મેળવતાં અટકાવવાની છે.

ઑલ ઇન્ડિયા મુસ્લીમ લીગની સાથે મળીને નેશનલ કૉંગ્રેસે જાહેર કર્યું છે કે હિંદને એક પરાધીન પ્રજાની સ્થિતિમાંથી બહાર કાઢી, સામ્રાજ્યના એક સમાન ભાગીદારની સ્થિતિએ મુકવું જોઇએ. એ ઉદ્દેશથી તેણે એક સુધારાની યોજના ઘડી કાઢી છે. આ યોજનામાં એમ સૂચવવામાં આવ્યું છે કે ધારાસભાઓ વધારે મોટી થવી જોઇએ, તેના સભાસદોની બને તેટલા વિશાળ પાયા ઉપર ચુંટણી થવી જોઇએ, તેનો ⅘ જેટલો ભાગ ચુંટાયેલા સભાસદોનો બનેલો હોવો જોઈએ, તથા આ સભાને કર અને ખરચ ઉપર અંકુશ મળવો જોઇએ, નાણાં આપવાની કે ન આપવાની તેને સત્તા હોવી જોઈએ કે જેથી કરીને કારોબારી સભા ધારાસભાને આધીન બને. તે યોજનાનો આજ વિભાગ, મદ્રાસના નામદાર ગવર્નર સાહેબે ઠપકાને માટે ખાસ પસંદ કર્યો છે, અને જો કે તે યોજના સુધરેલી પ્રજાઓની રૂઢી અનુસાર, દેશના સૌથી જોખમદાર જાહેર પુરૂષોના હાથથી ઘડાએલી હતી, અને ૧૯૧૬ની લખનૌની નેશનલ કૉંગ્રેસ તથા મુસ્લીમ લીગના પ્રજાના ચુંટાયેલા પ્રતિનિધિઓની મોટી સંખ્યાએ સ્વીકારેલી હતી, તોપણ ગવર્નર સાહેબ જણાવે છે કે કોઇપણ રાજદ્વારી [illegible] વાળો હિંદી એ યોજનાને ટેકો નહિ આપે અને તે પણ વડોદરા,

માઇસોર અને ત્રાવનકોરના દીવાન મી. માધવરાવ—આર [illegible]. એ તે તરફ સંમતિ દર્શાવ્યા પછી તરતજ.

મદ્રાસના ગવર્નર અને શિક્ષિત હિંદીઓની મોટી બહુમની વચ્ચેનો મતભેદ એક નાની બાબત છે. પરંતુ જોરાવરીથી હોમરૂલને કચડી નાખવાનો નિશ્ચય ઘણો ગંભીર છે. કૉંગ્રેસે પોતાનીજ કમિટીઓ, હોમરૂલ લીગો અને એવા બીજા મંડળોને જે રાજકીય વિચારો સમજાવવાને, ફેલાવવાને, ચળવળ કરવાનો હુકમ કર્યો હતો તેને બળાત્કારથી ગુંગળાવી નાંખવાનો વ્યવહારિક રીતે ઠરાવ કરવામાં આવ્યો છે. તેથી આપણે આજે બે રસ્તાઓમાંથી એક પસંદ કરવાનો છે. આપણે આપણા દેશની આજ્ઞાની અગવણના કરવી કે મદ્રાસના ગવર્નરની આજ્ઞાનો ભંગ કરવો. આપખુદી સત્તાવાળા રાજ્યતંત્ર હેઠળના સઘળા દેશોને આ બે રસ્તામાંથી એક રસ્તો પસંદ કરવો પડયો છે, ને આજે યુરોપના મધ્ય ભાગનાં દેશોને બાદ કરીએ તો આપખુદી રાજયતંત્રને આધીન એવો છેલ્લો સંસ્કારી દેશ હિંદ તેને પણ આજે એ બે રસ્તામાંથી એક રસ્તો પસંદ કરવાનો છે. હું ઓલ ઇન્ડિયા કૅાગ્રેસ કમીટીના સભાસદ તરીકે મદ્રાસની સરકારના હુકમ કરતાં દેશની આજ્ઞાને તાબે થવાનું વધારે પસંદ કરૂં છું. કારણ કે મદ્રાસના ગવર્નરના હુકમમાં નીતિની દૃષ્ટિએ ન્યાય નથી, તે બ્રિટિશ ધારાઓ અને રૂઢીનું ઉલ્લંઘન કરે છે, તે મનુષ્યના સૌથી અગત્યના હકો ઉપર કારણ વગર અને હું માનું છું કે—અન્યાયી અંકુશ મુકે છે. શસ્ત્ર વિહીન અને નિરૂપાય લોકોની વચ્ચે દુનિયાના સૌથી પ્રબળ રાજ્યતંત્રની સામે થવાનો મારો આ નિશ્ચય ઘેલછાઇ ભર્યો લાગશે, પરંતુ એવા ઘેલછાઇ ભર્યા કાર્યોથી પ્રજાઓમાં જુલમની સામે થવાનો જુસ્સો આવે છે. હાથે કરીને માથે વહોરી લીધેલા અને સહેલાઇથી ખમી શકાય એવા ભોગ તરીકે મારા આ કાર્યને ગણી બીજાઓ તેની હાંસી કરશે; જેઓ સ્વતંત્રતાનો ધ્વંસ, માલ મીલકતની જપ્તી, અને જાહેર જીવન કે જે ૪૩ વરસ સુધી મારી એકજ પ્રવૃત્તિ અને આનંદ હતા તે જાહેર જીવનમાંથી બહિષ્કાર, એ સર્વે બાજુએ મુકી માત્ર ગવર્નમેંટ હાઉસમાંથી બહિષ્કારનો વિચાર કરીએ તો તે પણ ખમી શકે નહિં, એવાઓએ મેં આ કાર્યની કીંમત ઘટાડવા અત્યાર પહેલાં એમ કર્યું પણ છે. જયારે ૨૫ વરસની હતી ત્યારે મેં મારૂં પહેલું સ્વતંત્ર વિચારને માટેનું ચોપાનિયું લખ્યું હતું અને એક વરસમાં જે ધર્મ વિધિમાંથી મારૂં

જતી રહી હતી તે વિધિમાં ભાગ લેવાની ના પાડવાથી મારા પતિએ મને તેના ઘરમાંથી બહાર કાઢી. તે વખતે મેં તેને દોષ દીધો નહોતો, આજે પણ દેતી નથી. કારણ કે તેનો ધર્મ નહીં માનનારી સ્ત્રી સાથે એક "વિકાર" (પાદરી) ની સ્થિતિ અશક્ય હતી અને તેના મિત્રોએ તેને આ પગલું લેવાને પ્રેર્યો હતો. ૨૬ મે વરસે ૧૮૭૪ના જુલાઇ મહીનાની આખરે હું નેશનલ સીક્યુલર સોસાયટીમાં જોડાઇ, ૨ જી ઑગસ્ટે પહેલીજ વાર મી૦ બ્રેડલોને ભાષણ કરતાં સાંભળ્યા, સભાસદ તરીકેનું સર્ટીફીકેટ લીધું અને એક બે દીવસ પછી મેં તેની મુલાકાત લીધી. ૩૦મી ઑગસ્ટે નેશનલ રીફોર્મરમાં મેં મારો પેહેલો લેખ લખ્યો અને ૧૮૯૧ સુધી તેના મરણ પર્યંત તે પત્રમાં નિયમિત રીતે લખવાનું ચાલુ રાખ્યું. ૧૮૭૪ના ઑગસ્ટમાં કો-ઓપરેટીવ ઇંસ્ટિટયુટને માટે 'સ્ત્રીઓની રાજકીય પદ્વી' વિષે મેં મારૂં પહેલું જાહેર ભાષણ આપ્યું અને ત્યારથીજ મારૂં ખરૂં જાહેર જીવન શરૂ થાય છે.

ત્યાર પછીથી જે અર્થમાં હું સેવા સમજી છું તે અર્થમાં જાહેર પ્રજાની સેવા બજાવવા મેં મારૂં જીવન સંપૂર્ણ રીતે આપેલું છે એટલે સેવા બજાવવાની છુટ લઇ લેવામાં આવે તે મારે માટે મોટામાં મોટું અનિષ્ટ છે. હું જાણું છું કે સ્વાર્થી, દેશાભિમાન રહિત માણસો આ વાત સમજી શકે નહિ પરંતુ જેઓ આવો ધર્મ પાળે છે તેઓ આ વાત સમજશે. થોડાક ઉંડા અને પ્રબળ અંગત સ્નેહોમાંથી મળતાં સુખ શિવાય જીંદગીમાં સેવાના આનંદ ઉપરાંત બીજા કશા તરફ મારૂં દીલ ખેંચાતું નથી. જેમને હું ચાહું છુ તેમની સાથેનો સંબંધ અને સ્વતંત્રતા મુકી દેવા એ મારે માટે ગરદન કરતાં પણ વધારે ખરાબ છે. પરંતુ ધર્મ અને હિંદના દ્રોહી તરીકે હીચકારી અને નાલેસી ભરેલી વ્યક્તિ તરીકે તેમની સાથે છુટા રહેવું એ નર્ક સમાન છે. હું એ બેમાંથી વધારે સહેલો માર્ગ લઉં છું.

પોતે શરમમાંથી છુટવાને મારી સ્વતંત્રતા લૂંટી લેનારાઓ મારૂં નામ ખોહવા પ્રયત્ન કરશે. અત્યાચાર કરવાને પ્રેરે એવી સૂચના કે ઉશ્કેરણીથી સત અને કોઈપણ જાતનું તોફાન નહિ થાય એવું જાહેર રાજદ્વારી કૃત્યે અટકાવવાને ડીફેન્સ ઓફ ઇન્ડિયા એકટ ઘડવામાં આવ્યો નહોતો. ખાનગીરી લઇ લેવાથી, છાપખાનું જપ્ત કરવાથી, પ્રેસ એકટથી મારૂં

છાપું બંધ થઇ શકતે; પરંતુ જે હાઇકોર્ટ સરકારનું આગલું પગલું ગેરકાયદેસરનું ઠરાવી ચુકયું છે તે હાઇકોર્ટ આગળ જવાને સરકાર બીહે છે. આપખુદી સત્તાવાળું રાજ્યતંત્ર હંમેશ કાયદાથી બીહે છે અને તેથીજ આ સરકાર મને પુરી રાખવાનું પગલું . . . . . . ભરે છે અને તેની સામે જે થાય તેને તોડી પાડી, બધો જાહેર પોકાર અટકાવવાની આશા રાખે છે. સુવ્યવસ્થિત રાજકીય ચળવળ દાબી દેવાને ડીફેન્સ ઓફ ઈન્ડિયા એકટનો ઉપયોગ કરવામાં આવે છે અને તે એટલા માટે કે વિલાયતને જણાવી શકાય કે હિંદ શાંત અને વિરક્ત છે.

સર સુબ્રમન્યનું બહાદુર પગલું અને તેમની પછી ઓ. મી. કે. વી. રંગસ્વામી આયંગર, ઓ. મી. વી. કે. રામાનુજાચાર્ય, કુંભાકોનમ મ્યુનિસિપાલીટીના પ્રમુખ ઓ. મી. વી કે. રામાનુજાચાર્ય, ઓ. મી. બી. વી. નરસિંહા આયર, દિવાન બહાદુર એલ. એ. ગોવીંદ રાઘવ આયર, મી૦ સી. પી. રામસ્વામી આયર, મદુરાના પબ્લીક પ્રોસીકયુટર અને વકીલ મી૦ રંગસ્વામી આયર, અને સરકારના કૅાંગ્રેસ અને લીગની યોજનાઓ સામેના આક્ષેપોથી તેનો બચાવ કરતાં મી૦ રામચંદ્રરાવનો અસરકારક પત્ર, એ સર્વે મદ્રાસનો જુસ્સો બતાવે છે, અને મારી ખાત્રી છે કે દેશમાં વેરાઇ ગયેલા, રજા ભોગવતા, તેમની ગેરહાજરીમાં ચતુર અમલદારો શું કરી રહ્યા છે તેથી અજાણ્યુ, આ શહેરના બીજા ઘણાએક નાગરીકો પણ આનું અનુકરણ કરશે. હું કોઇ કાવત્રામાં સામેલ હતી, અથવા તો તે વિષે મને માહીતિ હતી, કે દુશ્મનની સાથે હું પત્ર વ્યવહાર ચલાવતી હતી, એવા ઢોંગથી મને નજરકેદ કરવાનું પગલું ન્યાયી ઠરાવવાને પ્રયત્ન કરવામાં આવે તો હું તે જુઠાણું તે નિંદાખોરોના મ્હોં ઉપર પાછું ફેંકું છું. હું જાણું છું કે મારી છબીના કેટલાક પોસ્ટકાર્ડો જર્મનીથી આવેલા હોય, રાજદ્રોહી હોય, તેમ કેટલાએક મિત્રોને મોકલવામાં આવ્યા છે. મેં તે વિષે સાંભળ્યું છે પરંતુ મેં તે પોસ્ટકાર્ડની એકપણ નકલ જોઇ નથી. તે જર્મનીમાં કે સી. આઇ. ડી. તરફથી અહીંઆં તૈયાર કરવામાં આવ્યા હોય ગમે તેમ હો, પણ મારે તેની સાથે કાંઇ સંબંધ નથી.

જો એમ કહેવામાં આવે કે મેં આક્ષેપોનો વરસાદ વર્ષાવ્યો છે, જે હું સાફ ના પાડું છું, તો તેમાં દોષ લૅાર્ડ પેંટલેંડનો છે? તેઓ ફરીથી બે વાર મારી જામીનગીરી, મારૂં છાપખાનું જપ્ત કરી શકે, પણ તે માટે

એડવોકેટ જેનરલને કોર્ટમાં અને પ્રિવિ કાઉન્સિલમાં તે સાબીત કરવું પડે અને તે તે કરી શકે એમ નથી. ઉટીમાં કાઉન્સિલની સુરક્ષિત સભામાંથી કોઇ એક વ્યકિત ઉપર આક્ષેપ કરવાનું અને પછી તેને કેદ કરવાનું કામ નીતિના અંકુશથી રહિત ગવર્નરને માટે સહેલું છે. એક બીનજોખમદાર આપખુદી સત્તાવાળા રાજ્યાધિકારીને માટે આ રસ્તો સ્વભાવિક છે.

સર રેજીનોલ્ડ ક્રેડોકના દાખલામાં આપણે જોયું તે પ્રમાણે આવા માણસો પોતાના ભોગ થઇ પડેલાઓના મ્હોં બંધ કરીને આખી આલમમાં તેમના મ્હોં કાળા કરવા તેમની બદનક્ષી કરે છે. આ શિવાય બીજી રીતે તેઓ પોતાનું ન્યાયીપણું કેમ પુરવાર કરી શકે? જ્યારે ગરીબાઇ, ભુખમરો, અતિશય ભારે કર—આ બધા સંબંધી માત્ર શુદ્ધ હકીકત આપવામાં આવે છે ત્યારે તેને "નિંદા" (સરકારની) ગણવામાં આવે છે. હિંદ એક રાષ્ટ્ર (India a Nation) નામના મારા પુસ્તકમાં આ હકીકત આપવામાં આવી હતી માટે તે બંધ કરવામાં આવ્યું—તે નિંદાખોર ઠર્યું. હિંદુસ્તાનમાં માણસનું સરેરાસ આયુષ્ય ૨૩'૫ છે, ઇંગ્લાંડમાં તે ૪૦ છે અને ન્યુઝીલાંડમાં ૬૦ છે એ "નિંદા" ગણાય છે. ઇંગ્લાંડ, જાપાન, રશિયા, વડોદરા, અને બ્રિટિશ હિંદમાં લખી વાંચી શકે એવા માણસ વિષે આંકડા પ્રકટ કરવા એ "નિંદા" છે. એક જીલ્લામાં જમીન ઉપર મહેસુલ વધારવાથી તે જ વરસે સાહુકાર તરફ ખેડુતોનું દેવું વધ્યું એમ કહેવું એ "નિંદા" છે. આ અને આવી બીજી હકીકતથી પુરવાર કરવું કે હિંદમાં ચાલતું આપખુદી રાજતંત્રનો વહીવટ પણ સારો નથી એ "નિંદા" છે. બ્રિટિશ રાજ પહેલાંના દિવસોમાં દેશની સ્થિતિ જણાવવા પ્રાચીન પુસ્તકોમાંથી ફકરાઓ ટાંકવા એ પણ "નિંદા"જ છે.--જો આબાદાની અને ધનના બહોળા વિસ્તારનો પુરાવો તેમાંથી મળે, જો હુમલા અને વિગ્રહની બાતમી તેમાં હોય તો તે ઇતિહાસ ગણાય.

તેમને બોલવું હોય તેમ તેઓ ભલે બોલે! તેઓ "આવે છે અને જાય છે—તેઓ શાશ્વત નથી." પરંતુ લૉર્ડ પેંટલેંડ—જેઓ એક ભલા પણ નબળા માણસ છે અને મી૦ ગીલમેન અને મી૦ ડેવીડસન જેવા સબળ અને નિર્દય માણસોને લીધે જુલમી થવા પ્રેરાય છે—તેમને પોતાના કૃત્યો માટે હિંદી અને બ્રિટિશ પ્રજા આગળ, તેમજ સ્વતંત્રતા માટેની

થયેલી લડતો નોંધ લેનાર ઇતિહાસ, તેમજ ઇશ્વર સમક્ષ જવાબ આપવા પડશે. શું ત્યારે તેમનું અંતઃકરણ મારા જેટલું ચોખ્ખું હશે?

મારા સાંભળવામાં આવે છે કે—જો કે ઉડતી વાત માની શકાય નહીં—મને નજરકેદ ન કરવી પડે તે માટે કાંતો મને ઈંગ્લાંડ જવાનું અથવા રાજકીય બાબતો વીષે મારા ભાષણો અને લખાણ બંધ કરવાનું વચન આપવાનું કહેવામાં આવશે. હું આમાંનું કાંઇ પણ કરીશ નહીં. જે લડતમાં મેં બાજાને દોર્યા છે, તેમાંથી હું નાશી જઇશ નહીં અને તેમને અધવચમાં હું છોડી જઇશ નહીં. આપણું કાર્ય પુરેપુરૂં કાયદેસર હતું; કોઈને ધમકી આપવામાં આવી નથી, તેમજ કાંઇ અત્યાચાર કરવામાં આવ્યો નથી; કોઇપણ બાબતમાં કાયદાનો ભંગ કરવામાં આવ્યો નથી. આપણે એમ માનતા હતા કે આપણે ગ્રેટ બ્રિટનના તાજ નીચે રહીએ છીએ, અને સ્વતંત્રપણે બોલવાનો, તેમજ જે રાજ્યતંત્ર આપણા દેશમાં છે તેમાં સુધારા કરવાની કાયદેસર ચળવળ કરવાનો હક, આપણને છે. છતાં, આપણને ખબર હતી કે આપણે એવી આપખુદી સત્તા નીચે રહીએ છીએ કે જે પહેલી દંડ કરે છે અને પછીથી જે કાર્ય માટે દંડ કરવામાં આવ્યો હોય તેનો નિષેધ કરવાનો હુકમ બહાર પાડે છે. આ બધું જોખમ આપણે વહોર્યું, કારણ કે જોખમ ફક્ત અંગત હતું. જ્યારે વિચારો સ્વતંત્ર રીતે નથી દર્શાવી શકાતા, ત્યારે ખાનગી કાવત્રાંઓ જન્મ પામે છે અને તેને પરિણામે મોટા બંડ થાય છે અને ઘણાને નુકસાન થાય છે. મેં વારંવાર દર્શાવ્યું છે કે હિંદુસ્તાનમાં સ્વતંત્રતા અને મિલકત સરકારના હુકમથી છીનવી લઇ શકાય છે. અને તેથી કોઇ પણ માણસ સહીસલામત નથી. કારોબારી હુકમથીજ મારા જામીન (છાપખાના માટેના) જપ્ત કરવામાં આવ્યા હતા અને તે વડેજ મારી પાસેથી બીજા દશ હજાર રૂપીઆ લેવામાં આવ્યા હતા, અને હવે સરકારી હુકમથીજ મારી સ્વતંત્રતાનો નાશ થાય છે. આ ઠીકજ થાય છે. હિંદુસ્તાન ઉપર રાજ કેમ ચલાવવામાં આવે છે અને જ્યારે ઇંગ્લાંડ યુરોપની આપખુદી સત્તાઓ સામે લડવા હિંદુસ્તાનને કહે છે, અને વિગ્રહ ચલાવવાને તેની પાસેથી પુષ્કળ નાણાં લે છે, તે વખતે હિંદુસ્તાન સારૂં રાજ્ય ભોગવે છે અને સંતોષી છે એવી ખોટી માન્યતા આખી દુનિયામાં ઉત્પન્ન કરવાના હેતુથી ઈંગ્લાંડના પ્રતિનિધિઓ કેવી આપખુદી રીતોનો ઉપયોગ કરે છે, તે આખી આલમ જોશે.

જાહેરમાં અને ખાનગી રીતે બીજાઓને માટે, મારી લાંબી જીંદગીમાં, કામ કર્યા પછી મધ્ય કાળના ("Middle Age")ના જેવી નજરકેદમાં મને નાંખવામાં આવે છે એવો મારો શો ગુન્હો છે? મારો ખરો ગુન્હો તો એજ છે કે હિંદુસ્તાનમાં સુષુપ્તિ પામેલી રાષ્ટ્રીય સ્વમાનની વૃત્તિ મેં જાગ્રત કરી છે. અને 'પરાધીન' પ્રજા રહીને સંતોષ માનવો એ અપમાન છે એવી લાગણી મેં હજારો કેળવાયલા માણસોમાં ઉત્પન્ન કરી છે. મી૦ લૉઇડ જ્યોર્જ ખરી રીતેજ કહ્યું હતું કે આયર્લેંડનો અસંતોષ આર્થિક કારણોને લીધે ન હતો પણ રાષ્ટ્રીય સ્વમાનની લાગણી દુખાવાથીજ થયો હતો અને તેથી તે આબાદાનીથી પણ સમશે નહિં. આપખુદી સત્તા નીચે રહેવું, ગવર્નરો અને કલેક્ટરોની આસપાસ ભમવું, પોતાની સંમતિ શિવાય પોતાની ઉપર રાજ ચાલવા દેવું અને કર ભરવા, પોતાના ઉપર રાજ ચલાવવાને પોતે લાયક નથી એવું વારંવાર સાંભળવું, સરકારી નોકરીઓમાં અનુભવી હિંદીઓ કરતાં જુવાન અંગ્રેજોને વધારે ઉંચી પદવી અપાતી જોવી, દેશીઓને માટે રાખવામાં આવેલી પ્રોવિન્શિયલ સર્વિસના માણસો ઉપર પરદેશીઓને માટે મુકરર કરવામાં આવેલી ઘણાજ વધારે પગારની નોકરીના માણસોને દાબ રાખતા જોવા..... દેશીઓ પોતાના દેશના ખરેખરા માલેકો હોવા છતાં......આ અને બીજી આવી સેંકડો ચીજો અસહ્ય છે અને તેનો અંત આવવો જોઇએ, એવી લાગણી મેં કેળવાયલા વર્ગોમાં જણાવી છે.—જીંદગી, પૈસા અને કપડાં, મોટરકાર અને ગવર્નમેંટ હાઉસના આમંત્રણમાં સમાપ્ત થતી નથી. સ્વતંત્રતા, આત્મમાન, આબરૂ, સાચી મહેચ્છા, દેશભક્તિ અને ઉદાર જીવન એ જ જીવનનું સાર્થક છે. જયાં આ નથી ત્યાં જીવન વ્યર્થ છે. એવું જીવન તે ઇશ્વરની પ્રતિકૃતિ રૂપ, મનુષ્યનું જીવન નથી પરંતુ તેના ધણીએ ખુબ ખવડાવેલા પશુના જીવન જેવું છે.

સર સુબ્રમન્યની આબાદ હિંમતને ધન્યવાદ છે કે તેઓ અને હું સ્વતંત્રતાની આ લડતમાં સાથે છીએં. ધાસ્તીની આ ક્ષણે, આગેવાની કરવા કમર કશીને જેમણે આગેવાન તરીકેનો પોતાનો હક સાબીત કર્યો છે, તે વીરનરોના કરતાં પણ અમને બેને એક ખાસ લાભ છે. હાઇકોર્ટના ન્યાયાધીશ તરીકે તેમના કામને લીધે, તેમજ પ્રિવિ કાઉન્સિલની જ્યુડીશિયલ કમિટીએ તેમના કરેલાં ભારે વખાણને

લીધે, તેઓ ઇંગ્લાંડમાં જાણીતા છે અને ખુદ શહેનશાહ પણ તેમને ઓળખે છે. કોઇ એમ તો નહીંજ માને કે આવા માણસ અવિચારી અને સાહસિક ચળવળમાં ભાગ લે છે. જો તેમને પકડવામાં આવશે તો અહીંઆંની રાજકીય સ્થિતિ તરફ ઇંગ્લાંડનું ધ્યાન ખેંચાશે. હું પોતે પણ ગ્રેટબ્રિટન અને આયર્લેંડ, ફ્રાન્સ, બેલ્જીઅમ, હોલાંડ, ઑસ્ટ્રેલીઆ, ઇટાલી, કેનેડા, ન્યુઝીલાંડ, અમેરિકા, ડેન્માર્ક, નોર્વે અને સ્વીડન—આ બધા દેશોમાં સારી રીતે જાણીતી છું. પહેલા પાંચ દેશોમાં રાજકીય અને સામાજિક સુધારાના સંબંધમાં બોલવાની છુટને માટે લડત કરનાર તરિકે, ટ્રેડ યુનિયનિસ્ટ તરિકે, "ધિ ઓલ્ડ ઇન્ટરનેશનલ" મંડળના સભાસદ તરિકે, રેડિકલ તરિકે, અને સોશિયાલિસ્ટ તરિકે અને બાકીનામાં મારી કીર્તિને લીધે જાણીતી છું! આ બધા દેશોમાં ધાર્મિક ગુરૂ તરિકે હું પ્રસિદ્ધ છું. સ્ટેપનિયાકના દીવસોમાં રશિયામાંથી દેશનિકાલ થઇ ઇંગ્લાંડમાં આવેલાઓની સાથે સંબંધ ધરાવનાર જુના "ફ્રેન્ડસ ઓફ રશિઆ" એ મંડળના સભાસદ તરિકે હું રશિઆમાં ઓળખાઉં છું. અહીંઆં હિંદુસ્તાનમાં સ્વતંત્રતા માટેની જુની લડત ચલાઉં છું એ જોઇને કોઇ નવાઇ પામશે નહીં સરકાર બધા હિંદી પત્રોને અને રૂટરના તારને બંધ કરે નહીં ત્યાંસુધી તો મારી નજરકેદની ખબર આખી દુનિયામાં ફરી વળશે અને જણાવશે કે યુરોપમાં સ્વતંત્રતા માટે લડનાર અને સ્વતંત્રતાના પ્રતિનિધિ તરિકે બહાર પડનાર ઇંગ્લાંડ . . . . . . . અને જે સિદ્ધાંતો માટે યુરોપમાં ઇંગ્લાંડ લડે છે, તે સિદ્ધાંતોને વળગી રહી, શાંતિથી અને કાયદેસર પ્રજાને જવાબદાર સ્વરાજ્ય આપવાને માટે માંગણી તથા ચળવળ કરવાને માટેજ અમને શિક્ષા કરવામાં આવવાની છે.

મેં પોતે હિંદુસ્તાનને માટે હિંદુસ્તાનમાં રહીને ૨૪ વરસ કામ કર્યું છે અને તે પહેલાં ઇંગ્લાંડમાં ૧૪ વરસ કામ કર્યું છે. મારૂં "ઇંગ્લાંડ, હિંદ અને અફઘાનીસ્તાન" વિષે પુસ્તક, "હિંદ એક રાષ્ટ્ર" વિષે મારા પુસ્તક જેટલુંજ સ્પષ્ટવકતા છે. હિંદુસ્તાનમાં મેં જુના ધર્મો તેમજ ઇસ્લામને માટે કામ કર્યું છે. હિંદીઓને ખ્રીસ્તી થતા અટકાવવાની સામે મેં કામ કર્યું છે. મેં કેળવણી માટે કામ કર્યું છે—સેંટ્રલ હિંદુ કૉલેજ જે હવે હિંદી યુનિવર્સિટીના કેંદ્ર રૂપ બની છે અને થીઓસોફિકલ એજ્યુકેશન ટ્રસ્ટ એ આના પુરાવા છે. ધાર્મિક ધોરણ ઉપર સમાજ સુધારાને માટે મેં કામ કર્યું છે। હું

૭૪૭૯ 

આ બધાને માટે હજી પણ કામ કરૂં છું અને આ બધાને જે એકજ વસ્તુ સહીસલામત બનાવી શકે તે—"હોમરૂલ," સામ્રાજ્યમાં સ્વરાજ્ય માટે પણ વધારાનું કામ કરૂં છું.

સ્વરાજ્ય મેળવવાથીજ હિંદુસ્તાન આર્થિક આબાદાની મેળવી શકે; આ રીતેજ પોતાના વેપાર ઉદ્યોગ અને ખેતીમાં હાલ જે કાંઇ રહ્યું છે તે બચાવી લઇ એ સર્વેને સુધારી શકે અને પોતાની મહેનતના પરિણામ ભોગવી શકે. સાબુનો ઉદ્યોગ હાથ કરી લેવાની લીવર બ્રધર્સની તરાપથી મુંબઇ, મદ્રાસ અને સંયુક્ત પ્રાંતમાં સાબુ બનાવવાના મોટા કારખાના નાશ પામે એ સામ્રાજ્યની વેપાર સંબંધી રાજનીતિને લીધે . . . . હિંદુસ્તાનની ભૂમિ ઉપર હિંદી ઉદ્યોગો સામે બ્રિટિશ મીલકતવાળાઓની ાત હરીફાઇને લીધે . . . . . . લડાઇ પછી શું બનશે તેનો આ બનાવ સૂચક છે. એમ કહેવાય છે કે સરકાર હિંદુસ્તાનના પૈસાથી ઉભા કરેલા પોતાના સાબુના કારખાનાને લીવર બ્રધર્સને વેચવા અને તેમ કરી તેને બ્રિટિશ ઉદ્યોગ બનાવવા માંગે છે. પરંતુ આ હું માની શકતી નથી. સરકારની મદદ શિવાય પણ લીવર બ્રધર્સ હિંદુસ્તાનના કારખાના કચડી નાંખે એટલા બળવાન છે.

હું આટલું સ્પષ્ટ રીતે લખું છું કારણ કે આ મારો છેલ્લો શબ્દ છે—હું હિંદુસ્તાનને ચાહું છું અને ઘણું મોડું ન થઇ જાય તે પહેલાં તેને જાગ્રત કરવાને મેં પ્રયત્ન કર્યો છે તેથી ફરજીયાત મૌન ધારણ કરી હું કેદમાં જાઉં છું. અનથને વશ થવા કરતાં સહન કરવું એ વધારે સારૂં છે. માન ખોવા કરતાં સ્વતંત્રતા ખોવી એ બહેતર છે.

હું વૃદ્ધ છું પણ હું એમ માનું છું કે મારા મરણ પહેલાં હિંદુસ્તાનને સ્વરાજ્ય મળેલુ જોવા હું પામીશ—એ ભવ્ય આશાની સિદ્ધિમાં ' પણ સહાય આપી હોય તો મને ઘણો સંતોષ થશે.

હિંદનું રક્ષણ કરો. વંદે માતરમ્.

એની બીઝંટ.

જુન ૧૯૧૭.

Narayan Vanarase at the Lady Northcote Hindu